૬૬૨

# अभयसिंह – केशरीसिंहना नाटकना गायनो.

પ્રસિદ્ધ કરનાર,

શ્રી સુરત નવી આર્યવિજય નાટક મંડળી

આવૃત્તી ચોથી. પ્રત ૨.૦૦૦.



અમદાવાદ.

ભાડીઆમાં શ્રી અમદાવાદ "સુર્યોદય" પ્રીન્ટીંગ પ્રેસમાં
મહેતા વસંતરાય છોટાલાલે છાપ્યાં.

—૦—

સંવત ૧૯૫૩ સને ૧૮૯૭

કીમત બે આના.

૬૬૮૨

# अभयसिंह — केशरीसिंहना नाटकना गायनो.

સુત્રધાર— ૧

નમું કર જોડીને શીવ સુતને,
પ્રથમ સ્તુતિ હું કરૂછું તમતણી, શુભ મતી, સુખ મતી, ઘો અતી,
યશથતી, ગણુપતિ વિઘ્ન દુર કરો, સ્હાયેથઇને. જોડીને શીવ.
તવ શરણુ છું તવ ચરણુ છું દુઃખહરા.
તનથી ધનથી મનથી યાચીએ, રાચીએ, કરૂં સ્મરણુ પુંજ—
પ્રથમ કર જોડી, ફુંડાળા, સુંઢાળા, ગજાનના
કરજો અહિ સ્હાયે સર્વેને નમીએ તજી ગર્વને.
સ્તવન તનથી અમન કરીએ, સ્મરીએ ઉચરીએ, તમને—જોડીન

ટી.— ૨

વિશ્વપતિને, ત્રાતા દાતા સહુ સૃષ્ટિના—વંદુ.
પ્રારંભે પ્રભુ નામ તમારૂં (૨)સ્મરીએ, હસીને, ધસીને.—વંદુ.
સ્તવન કરૂં તારૂં એક ચિત્તે (૨)મોરારી,તમારી, ઉચારી, બલીહારી,
રમીને, નમીને, ગમીને, ભમીને.
કટી કસી, પાસ ધસી, પુજું હસી, રહી દસી, નવ ખસી,
ઉરવશી છબી તારી પ્રભુ પ્યારી. હાં, હાં, હાં, હાં,—વંદુ.

સેરખાં— ૩

હમ બડે સીપાઇકે લડકે હે સુન બનીયા.
હમ બડે ખાંસાંબકે લડકે, હે સુન બનીયા,
સમજો મેરેકા પ્યાર, મેરા બીન હું લાચાર.

ખાલી ખીસ્સાં હય યાર, ઉસકા કરના બીચાર.
બંદા હયતો હુશીયાર, મગર પેસેસે ખ્વાર.
ક્યા કરના દોસ્તદાર, હું મેં લાચાર લાચાર—હમ.
અબતો કરના કુછ બીચાર, કરકે ચોરીકા બેપાર.
ખાના બગીચેકી બહાર, લેકે અત્તર ફુલેલ,
કોઇકા ગલા કાટે, ઓર કોઇકું જમીનમેં દાટે,
એસે બ્હોત ફંદેમે લાતે, મગર કરના ખુબ સ્હેલ,
બસબસ કરના ખુબ સ્હેલ, બડા બંધવાયગે મ્હેલ.
કરકે ચોરીકા ખેલ, ઉસ્મે ખાવેગી જેલ—હમ.

મનાજી— ૪

મેં તો બણીઓ ખબડદાર, મોંકી લાડીજી હુંશીયાર,
લાડીજીરે કાજે મેં તો મારવાડસેં આયો;
બ્યાજ બટારા ધંધામેં સબ ઘરકા દામ ગુમાયો—મેં તો,
લાડીજીરે લબસી ભાવે, માકો તો હલવાય.
પઇસા બીના કરણુ કેસો, પઇસેરી નવાઇ—મેં તો.
દામ મીલે નહીં દમડી પાસે, ખાણેકુ તો ચઇએ,
તીન દીનરા હુવા કડાકા, કટે જાયરે કહીએ—મેં તો.
આંગી બેચી જુતો બેચો બેચી શીરકી પઘરી,
લાડીજી રેવણુને બેઠાં, બેચી જ્યારે ઘઘરી—મેં તો.

બાળકબીંદુ— ૫

ખીલી રહી બંધાકળી સુંદર મનહર, સુખકર બાગની માંય,
સારી સારી ખુશબો લેતાં ત્યાંય, પ્યારી પ્યારી દિલને શાંતિ થાય.
ન્યારી ન્યારી ખુબ ખીલીછેય,ારી શુભ બગીચામાંય, ખી.

ફુલે ફુલે ખુશબો ભર્યા અમન ચમન આનંદ ભર્યારે,
જાવું જાવું જલદી બાગની માંય, આવી પનીઆરી હશે ત્યાંય—ખી.
રૂમઝુમ કરતી એ નારી લટક મટક ફરતી પ્યારીરે,
આવી હશે ત્યાંય દુલારીરે પાણી ભરવા ઠગારીરે—ખીલી.

પનીઆરી— ૬

ચાલો ચાલો સાહેલીઓ સાથ પાણી ભરવાને,
લીઓ લીઓરે ઘડુલીઆ હાથ આનંદ ધરવાને,
હસતાં મળતાં વાતો કરતાં જળ ભરવાને માટરે,
જઈએ સહુ સાહેલી સંગે, રંગે રમતાં વાટ, પાણી ભરવાને.
સુંદર મનહર બગીચા અંદર ફરતા સહુ સાહેલીરે,
રૂમઝુમ રૂમઝુમ ચંચળ ચાલે, ચાલો અલબેલી, પાણી ભરવાને

અભયસીંહ— ૭

બની રહ્યો ગુલતાન ભાળી નારી બની રહ્યો ગુલતાન.
ચાલંતી માલંતી વાણી મધુરે કેવી કરેછે ગ્યાન—ભાળી.
નીર ભરેછે ને નેહ કરેછે, વાંકા વાળીને વાન—ભાળી.
નેક કટાક્ષે ને અણીઆળી આંખે, નરનું ભુલાવે ભાન—ભાળી.

પનીઆરી, અભયસીંહ— ૮

જાવોજી જાવોજી રાજાજી થઈતમે, શીદને સંતાપોછો કુંવરજી અહીંમને.
શરમાઈએ છીએ નરોકો રસિક તમે, રંગીલી છબીલી શાણીછો ઠીકતમે,
કોને ન ઠર્યા છેલાજી અધીક તમે, અરે ઓ નારી પનીઆરી દુલારીતમે.
નામ સુણાવીને જાઓ લટકાળી તમે, આ શું વદોછો વિચારો જરા.
મનમાંય, અરે કાંય ન કહેવાય, પન જાય જુલ્મ થાય, ન સહેવાય.
કારી આચારીથી સરવે પનીઆરી તમે, પ્યારી ધુતારી છો નારી
ઠગારી તમે.

જાવાદો જાવાદો મુકો મારગ તમે, પીડો પ્રજાને શું સમજો લગાર.
આશે વાર, તો ભરથાર કોપે સાર, ફુલીચાર, ન કુગાર લો લગાર—જા.

૯

ખસો ખસો કુંવરજી મારગ દઈએ હમનેરે,
શાણાછો સુલક્ષણા શું કહીએ તમનેરે—ખસો.
છે રાજ તણી એ રીતી, પ્રજા પર રાખો પ્રીતી, નવ ધારો મન અનીતિ,
ઉભા છીએ સરમાઇ આધીન થઇ હુકમનેરે—ખસો.
શીદ રોકોછો પરનારી, નહિ સારી રીત તમારી,
મારગ મુકો વિચારી, સાંખી રહીએ મોટા જાણી ખાઇ ગમનેરે—ખસો
જો જાવું હોય પનીઆરી, તો નામ કહો ઝટ નારી.
કહીએ તે કેમ ઉચારી, હારી જાશું નહિ તમારા દેખી દમનેરે.
ઘનને મયુર ચહે જેમ પ્યારે તેમ તમ વાણી મધુરીરે,
નામ એ નાર તણું સુણવાને મુજ મરજી છે પુરી;
કહીદો વાર થાય છે, નથી કહેતા પરનારી જોઇએ કેમ રોકાયછે,
કરવા છઇએ તૈયારી, નામ કહ્યા વીણ નવ જાવા દઈશું તમનેરે—
કહવા વિના હું જોઉંછું ત્યારે કેમ જવાયછે.
બહુ ઝગડો થાશે ભારી, બહુ વિપરીત થાશે ભારી,

દોહો—

૧૦

બાપા ગયા રૂખમણી કાકીના ઘરમાં સવારે,
પાછળ પાછળ હું ગયોતો, જોવાને તેવારે—બાપા.
છાનામાના ઘરમાં પેઠા, ગાદી તકીએ જઇને બેઠા.
આપણે જઇને ઉભા છેટા, એટલે આવ્યા સિપાઇ બેઠા.
બાપાજીને ગારી લાત, ધડયો અંગનો ખાસો ઘાટ,
એટલે કેમ કરવા માંડયું જો, વેશ માઠા બાપરે,

ઉરરરરરર મરી ગયોરે. મારા બાપલા—બાપા.
માર પડયો કે રોવા બેઠા. મનમાં બહુ ચિંતામાં પેઠા,
પછી હાથ ખીસ્સામાં ઘાલ્યો, રૂપૈઓ સિપાઇને આલ્યો.
તેણે લઇ ગજવામાં ઘાલ્યો છાનોમાનો ત્યાંથી ચાલ્યો,
પછી પકાવ્યા પુરી સાક, તે સાથે હુતો દુધપાક.
પાપડનો પણ આડો આંક, ભરત કર્યું બાફી વંત્યાક.
પાપડ બોલે કડાકડ, ફડકા બોલે ફડાફડ.
ઓય મારા બાપરે, દાઝી મુઓરે દાદા. ફુફુફુફુ.
ફરી મજા પડી, લેનાં કડકડ વડી, ઉપર પીધી કડી,
પછી સાંજ પડી, બીતા બીતા આવ્યા પછી બાપલા.

તારાલક્ષ્મી— ૧૧

જળ ભરવા હું ગઇતીરે સખી સંગે મારી,
આડા આવી કુંવરજીરે, રોકી સહુ પનીઆરી.
સાહેલી સંગે મળી, ગયાતાં ભરવા નીર.
પનઘટ પર પાણી ભરી, લીધા ઘડુલા શીર,
પાછા વળતાં મારગમાંરે, કુંવરજી ઉભા રહીને,
રોકી રાખ્યાં હમોનેરે, બે દરવાજા દઇને—જળ ભરવા.
મશ્કરી મારી કરી, પુછ્યું મારૂં જ નામ,
શરમાણી સહુ તે ઘડી સાહેલી તમામ.
વીનવણી અમારીરે, સુણી ન જરા એણે.
નામ કહ્યું સખીએરે, મારગ મુકયો તેણે—જળ ભરવા.

તારાલક્ષ્મી— ૧૨

અરે દુઃખ કયા હું ઉચારૂંરે, બળે ભડકે મન મારૂંરે.
હું છું સતી મને પતિ મળ્યો, પણ નાનકડો ભરથાર.

સંસારની રીતી સમજે નહી, મારો એમ ગયો અવતાર—અરે.
આવી મન્ને અહીં મારી તમાચો ફુલાણો મનની મ્હાંય.
શૃંગાર સુખમાં સમજે નહીં, મને લાગેછે ભડભડ લ્હાય-અરે.
હાય! જશે કેમ મુજ જન્મારો, નાના પતિની સંગ,
નાના છોરૂંમાં રમતો ફરે, હાયા એથી શું રમીએ રંગ—અરે.
દેખી એને દીલ મારૂં દાઝેછે, ચરચર ચીતડું થાય,
ઘરમાં આવી નીત્ય બજાડે દુઃખ એ કેમ ખમાય—અરે.

વિદુષક— ૧૩

એમના ઘરની શી કહું કથા બોલ બોલું નહીં એકે વૃથા,
ઘરમાં દૃષ્ટિ કરતાં કાંઇ, સાવરણી સરખી છે નહિં.
ચાર ખુણે ચાર એકાદશી, વચમાં ગોકુળઆઠમ વશી.
અન્ન વસ્ત્રને આબરૂ વિના, જે જોઇએ તે શી કમીના.
વધુ વદું શું મુખે ભણી, દરિદ્ર ભાઇની પધરામણી.

કંચનીઓ— ૧૪

નૃપતિ છબી તારી, (૨) લાગેછે બહુ પ્યારી—નૃપતિ.
ચંદ્રપ્રભા તેજ મુખે બિરાજે, નિરખી નિરખીને જાઉં વારીરે-નૃ
ઝળહળ જોતું જાણે પ્રકાશી, તમપર જાઉં વારીરે—નૃ.
અંગ સુવર્ણ છે અતિ ઉજવળ, ઇન્દ્રવદન તેજ ભારીરે—નૃ.
બેઠા સિંહાસન રાજ કરોછો, મોતીની માળા અંગે ધારીરે.—
કીર્તી પ્રસારી જગમાંહે સારી, અવિચળ રહો ગાદી તારીરે—નૃ

ભજન— ૧૫

લાજ લીધી ઓ બાપ લાજ લીધી;
તમ કુંવરોએ બેઅદબી કીધી—ઓ બાપ.

અભેસીંહ ગયા પનઘટ પર ફરવા. ફરવા શાના મશ્કરી કરવા,
સાંભળ સાંભળતું બોલેછે શું કરવા,
ઠઠ્ઠા કરે વહુ છોડીની ત્યાંય, કહો કેમ ખમાય–લાજ૦
કાળા કેર બન્ને કુંવરે કીધા, બેઊ દરવાજા બંધ કરી દીધા,
પછી પનીઆરી રોકવાને સીધા,
આવી ઉભા મારગની માંય, કહો કેમ ખમાય. લા.
રોકી મારગમાં સહુ પનીઆરી,
કીધા ઠઠા બન્નોએ બહુ ભારી. પુછયું નામ એક નીહાળી નારી,
એતો નેત્ર તણા નિર મોભે જાય,–કહો કેમ ખમાય–લાજ.
જબર જસ્તીથી પુછયુંછે નામ, અમે મળીને માજન તમામ,
ખાલી કરીએ છીએ તમારૂં ગામ,
જઇને રહીશું બીજા શેહેરમાંય, કહો કેમ ખમાય–લાજ૦.

અપકસેન— ૧૬

કપુત કુંવર ઊડયા કુછંદી ફંદીએ કુળની માંય,
પરનારી રોકી પનઘટ પર સુણતાં લાગે લ્હાય.
કલંક દીધુ ભારી, થઇ દુષ્ટ મતિ તારી,
ઊઠયા અંગારા એ મુજ કુળમાં, નામ લજાવ્યું મારૂં;
અસી અહીને હસ્તેજ મારૂં, એના શીશ ઉતારૂં,
મઇ લજ્જા મારી; દેશપાર કરૂં હારી.

અપકસેન— ૧૭

ધીક ફીટી બુદ્ધી શી આ નઠારી.
દુષ્ટો તમે કાંઇ ન વિચારી નિજ આબરૂ વિસારી,
નીતિ રાહ દીધી છોડી, મુજ નિયમોને તોડી–ધીક.

દુર દુર જાઓ જરૂર, નહિતો કરીશ ચૂર, કીધી છે.
અનીતિ પૂર હે નાદાન, ભૂલીભાન, કીધું છે ઘણું તોફાન,
લાજ વિનાના લંપટો થયા અવિચારી—ધીક.

**સર્વ સભા—** ૧૮

અરર આ સજાય ન રાય દેખાય ( ૨ )
કહીએ છીએ કરગરીને, દઇએ માફી દીલધરીને કુંવરની દયાય,
જાય, વહાય, થાય, હાય, કુંવરની દયાય, હૃદય ફાટી જાય,
સુણતાં આ સજાય, એથી નહીં ખમાય—અરરર.
કોમળ કુંવર જાય હાયા હાય!
ભૂખે તરસે, જંગલ માંય બંન્ને બિચારા દુખી થાય, કોણજ.
કરશે સ્હાય, દુઃખ, થાય, દેહ, માંય—કોણજ કરશે.
અવર શિક્ષા ન્હાય, આપો એને કાંય—અરરર.

**કેશરીસિંહ—** ૧૯

છુ નિરદોશી (૨) નથી ચાલ્યો કુચાલ.
વણ વાંકે મુજ રંકને નવ કાઢો દેશ નીકાલ.
નવ વચન પ્રહાર (૨) મુજ નીરદોશી પર કીજે,
કોમળ છું કિંકર તમ સેવક. દેશવટો નવ દીજે,
આટલી તકસીર (૨) આ વખતજ માફી કરીએ.
અવર વખત અનીતિમાં, નવ પાય કદાપી ધરીએ.

**અભયસિંહ—** ૨૦

ચાલ ચાલ ભાઈ રડેછે શું કામ, શું બસ આપણેજ નથી રે.
અહીં બેસી રહેવું હવેછે હરામ—શું બસ.
સુણી રહયોછે શું વચનોના પ્રહાર—શું બસ.

નથી રહેવું એના નગર મોઝાર—શું ધશ.
દાંત દીધા છે જે જગપતી રાય—શું ધશ.
તે શું દયા દીલ લેશે નહીં કાંય—શું ધશ.
નથી રહેવું એના ઓશીઆળા બાધ—શું ધશ.
રાખ ધીર મ્હારા વીર મન માંહિ—શું ધશ.
રાખ મુંજ બંધુ મનમાં તું હામ.—શું ધશ.
ચાલ જઈએ લઈ પ્રભુ કેરૂં નામ.—શું ધશ.

ચંપકશેન— ૨૧

જા નફ્ટ નીડર સત્વર નીકળ નહીતો મારીશ ઠારેરે,
બેશર્મ કુકર્મ તજીને નીજ ધર્મ, કરોછો વણ વિચારેરે—જા.
બંપટ લંપટ છો તમે નિર્લજ, દમોછો પ્રજાને ભારેરે,
ધિક્કાર ધિક્કાર છે દુષ્ટ તમોને, ત્વરાથી જાઓ આ વારેરે—જા.

અભયસિંહ; કેશરીસિંહ—૨૨

બાપુએ બેહાલ કીધા, દેશવટા અમોને દીધા,
વણ વાંકે અવગુણ લીધા, ધિક્કાર અપાર,
દઈ ગણ્યા કુંઅછદી હાય, ઉંડેથે હ્હાય દહન દીલ કીધા—બા.
લઘુ બંધુ મુજ કેશરી, બ્હીશ નહીં આકાળ,
જંગલની ઝાડી વીષે, હું લઈશ તારી સંભાળ,
સંભાળ, લઈશ, તતકાળ, ફીકર તું ટાળ—ધિક્કાર.
માત મરી ગઈ આપણી, તજી તાતની પાસ,
તેણે તો અળગાં કર્યા હતી જેહની આશ,
જેહની આશ તેણે નિરાશ, કર્યાછે ખાશ—ધિક્કાર.
લખ્યા લેખ લલાટમાં, હશે આપણા એહ,
માત રઝળતા મુકીને, ગઈ સ્વર્ગમાં તેહ,

સ્વર્ગમાં તેહ, કષ્ટને છેહ દુ:ખ મેહ—ધિક્કાર.
જાયશું આપણુ વન વિષે ઘોર રાનની માંય,
બેન બિચારી એકલી, ઝુરી ઝુરીને હાય,
ઝુરીને હાય, મ્હેલની મ્હોંય, મરણ તે થાય—ધિક્કાર.

ફકીર— ૨૩

એસી દુનીયામે અલા સચ્ચા હય, દુનીયામે અલ્લા સચ્ચા હય,
મારો સબકા ભરોસા કચ્ચા હયરે—મૌલા—દુનિયામે,
કચ્ચી કાયાકા મત કર ગુમાના, સચ્ચા સાહેબકા લે તું પ્રમાના,
સબકું છસીસે જહન્નમે જાનારે—મૌલા—દુનિયામેં.
જહનવાલીદ બીરાદર હય ખોટા, એ સબી જાતા હય ધુનીકા ગોટા,
હોગા જહાં તેરા સચ્ચા કસોટારે—મૌલા—દુનિયામેં.

ફકીર— ૨૪

રબકી યાદ તું કરલે સદા.
ભાનસેંજો, ગ્યાનસેંજો, ધ્યાનસેંજો મનસેંજો—રબકી.
જોડીને તું પ્રીત જગ બાપસે, સીધપુરાની તું હો જાપસે,
મણી રત્ન ચુકો નહી આપસેં. ભાનસેં જો.

અભયસિંહ— ૨૫

ઉરવશી, મન હસી, રહી ફસીરે ગુલજારરે પરી.
દીલદાર સુંદરી. દીલદાર. વદન મનોહર ભાળતાં રસીલી,
દેહ તણાં દુ:ખ જાય સહુ ટળીરે—ગુલજાર.
ન આવે તુલ્ય તુજ, અવર કો નારી,
અપ્સરી દિવ્ય દેહ શી ધરીરે—ગુલજાર.
વર્ણન તારૂં, વદું શું લલિતા, તું પરી, તું ખરી, મન હરીરે—ગુલ.
સુધ, બુધ, સર્વ ભુલી ગયો ભામિની, યાદ છે એક તું ગુલપરીરે ગુ.

**તારાલક્ષ્મી—** ૨૬

હાય બેઠું કલંક મુને ભારી અરે ત્રીપુરારી ટેક
દેશવટા થયા બે કુંવરને ઘણા ખાવકારી,
દુઃખી થાશે બિચારા અરેરે, વિકટ વન ભારી.—હાય.
અભાગણિ અરે હું ગણાણી, જગતમાં નઠારી,
મુજ માટે બે થયા વિદેશી, સુણો હે મોરારી,
ભુંડી અરવા સકળ શ્રૃષ્ટીમાંહ, નઠારી હું નારી—હાય.
કોઇ કહેશે કે એ રાંડ માટે, કુંવર કષ્ટકારી,
થવાને વન ગયા એવી છે એ દુષ્ટ નઠારી,
મારી ટેક જાળવજો હે નાથ, છું નીરદોષિ નારી—હાય

**નાથલી—** ૨૭

ગભરાવો હું કરવારે બાઇ આમ મનમાં તમારા,
થીયું થવાનું રે હતું જેમ ભાયેગ તમારા,
હવે નહિ મન પહતાવ કરશે પ્રભુ હરિ હારા—ગભરાવો.
ઘમાં કલંક હાનું બાઇ તમોને, દુભાઓ ન દુખ બહુ લાગે હમોને,
સંતાપ હું કરવારે ધરો બેન દીલમાં તમારા—ગભરાવો.
ખાઓ પીઓને ખુશીરેઓ મનમાં, દલગીર ન થઇએ, મુંજાઇએ ન તનમાં,
કપરૂ તે ભોગવશેરે કરમાંતર ઘનાં નઠારાં-ગભરાવો.

**સખીઓ, નાથલી—** ૨૮

આને રમાડરે આને રમાડ. અરે રાંડ નાથલી આને રમાડ,
હમણા શેઠ મારા આવશે દુકાનેથી, ગભરાવશે મને બહુ પાડશે
લાડકવાયો સૈયોસે મુજ શેઠનો, ખવરાવજો એનેતું કોપરૂ ને ખાંડ-આ.
જારેમુઆ અહીંયો હું નહીં રમાડું, એવડી તે આવીછું પુજને પાડ.

હામુ બોલહેતો રાંડ ગુછોજ મરીહ,જા નહીં રમાડવાની ગમેતેમ ભાંડ.
મારા હમ મારા હમ શું રીહવાય હું કરવા, લે ડું રમાડું પણ
ધાંટા નો પાડ—અરે.
બહુ હાઇ બહુ હાઇ તીયારે તો ઠીક થીયું, હજુ રાંડ ધ્રુનલી કં-
કાઇ નો માંડ—અરે

અભયસીંહ—       ૨૯

બેની બની બહુ માઠી અમારી, સુણતાં શુદ્ધ જશે અહિં તારી—બેની.
દેશવટા હાથ દીધા પિતાએ, આરોપ અમશીર દઇનેજ ભારી—બેની.
ક્રુર વચનો પ્રહાર કરીને ધિકકાર દીધા ઘણા ઘાવકારી—બેની.
કહીને કુછંદી વળી દુરાચરણી,વનવાસ કહાડયા દયા નવ ધારી.-બેની.

રૂપસુંદરી ભાઇઓ—       ૩૦

આ શું વદોછો મારા બંધવા, હાય વરતાયો કેરજી,
કોપ્યા ઘણા કેમ તાતજી, આણી તમ પર ઝેરજી,
—ર થયા કેમ તાતજી.
એવા શો અપરાધ તમ તણો પડયોકે મારા વીરજી.
દેશવટારે શા કારણે, દીધા દમવા શરીરજી.—ક્રુર.
કુડા કલંક ચડાવીઆં, શીશ અમારે આજજી,
કુછંદી કુકર્મી કહીને, કીધા હમોને ત્યાજજી.
જઇશું જંગલ વિષે બેનડી.
જઇશું જંગલ વિષે બેનડી, થઇ આજ્ઞા આધીનજી,
રોમાં બેની મારી રાંકડી અવળા આવ્યા છે દીનજી,—જઇ.
મુકી મને અહીં એકલી, જાઓ કોને આધારજી,
આવીશ હું તમ સંગમાં બાઇ વન મોઝારજી,
સુખ દુઃખમાં થઇશ ભાગણી.

લેખ લખ્યા જે લલાટમાં તે ન મિથ્યા થાયજી,
વિધિ વેરણુ થઇ આપણી, ત્યારે આ દશા થાયજી,—જાય.
ખુશી રહે ખાઇ પીને તું, પ્યારી બ્હેન આ વાસજી,
રહેજે પિતા પાસે રાંકડી, નવ થાતી નિરાશજી.—જાય.
જાઓ કહેતાં જીભ માહેરી કરૂ કટકા અપારજી,
અળગાં થતાં અંગ માહેરૂં કંપે થરર અપારજી,—સુખ.

રૂપસુંદરી-- ૩૧

મારા ચતુર શીરોમણી ભ્રાત, વિદેશ જાઇ વહેલા આવજો,
મારા ભાઇ પત્ર પઠાવજો, મારા વીરા પત્ર પઠાવજો,
મારા બંધુ પત્ર પઠાવજો. મારા.
ત્યાં કરી ઘણાં સુભ કાજ, ભાઇ શુભ ખબરો કહાવજો-મા
રહી ક્ષત્રી ધર્મમાં પુર સુરથી, ડંકા બજાવજો-મારા.

કેસરીસીહ— ૩૨

વા'ર કરો જગત્રાતા તવ શરણેછું દીન દાશ તારો;
મેર કરીને મુજને, મેળવ પ્રિય બધુ અહીં મારો,
કર કરૂણા તું કૃપાળુ કેમ નથી સુણતો વાંનંતી મારી,
પ્રભુજી શી તુંજ ઉરમાં અરે એવી તકશીર છે જગધારી,

૩૩

ફુટયું કર્મ. માહેરૂં દુખ તાહેરૂં જોઇ બંધુ મારા,
ક્યાં તું મુજને મુકીને, જતો રહ્યો પ્રાણુ પ્યારા. ફુટયું.
દુષ્ટ પક્ષી ક્યાં તુજને, હરી ગયું મુજ ભ્રાત,
તુજ સંકટ નિહાળતાં, ઉપજે બહુ પરિતાપ,
લાગ્યો જખ્મભારી દુ:ખકારી થતાં તુજથી ન્યારા. ફુટયું.

નથી રહેતી ધીરજમુજને, વરસે ઘણી અશ્રુધારા,
કરો પ્રભુ સહાય જંગલ માંહ્ય જાણી દાસ તારા, ફુટયું.
દશા શી થઇ તોહેરી, મમ બંધું દીલ જાન,
ભમંતો મુકયો મુજને શીદ ભયંકર રાન,
જશે અહીં પ્રાણ નીશ્ચે જાણ વિયોગજ તારા ફુટયું.
જાવું તે કયાં હવે હું હાય, આ હાલ મારા,
દયા દીલ લાવ પ્રભુ ઉઠાવ, આ દુખનાજ ભારા. ફુટયુ.

ગાયુઓ— ૩૪

નામ નિરંજન સ્મરિએ, નિરંતર નામ નિરંજન સ્મરિએ,
જીસીસે ભવજળ તરીએ. નીરંતર.
અલગ કરી મનસે મોહ માયા. સચ્ચા સાહેબ સંગ કરીએ,
અલખ નિરંજનકા નામ લેકે આપ સબી પરહરીએ—નીરં.
કાચી કાયાકા નહીહે ભરૂંસા,કાહેકું ગર્વજ ધરીએ,
જીવ કાયાકી જુઠી સગાઇ. છોડ ચલે ભર દરીએ—નીરંજન
બેના સમાબી સચ્ચા સાહેબકી ઓર ન મુખસે ઉચરીએ.
સંત સમાગમ કરકે ઓ ભાઇ, ભેખકું દેખ ન ડરીએ—નીરં.

ગાયુઓ— ૩૫

ધીરજ ધરરે મત કર તું કુંવર કણુ દીલમે,
હય આશીશ બગન હુમાસ, દુર હોગા બોજ તુમારા,
ફીકર મત કરરે— મત ડરતું.
ધ્યાન ધરો હર નામકા, કર અપના સાધન,
જુઠા સબ સંસારમે, મત લગાના મન; ધિરજ.
કણ આન પડે શીર અપના, તબ નામ [illegible] જપના,
હે ઓહી બખતરરે. મત ડરતું.

પેનેંગા જબ અંગપે, બખતર એહ રસાન,
અદરશ ધસી બખ્ત તું, રહેગા સુંદર આરામ. ધીરજ.

કેશરીસીંહ— ૩૬

ઓ કૃપાનિધાન આ એશાન પર કુરબાન વાલો જાન,
જય આજે ગુણવાન, કદરદાન, સુખનિધાન, આ નાદાન.
પર એશાન, મહેરબાન, જય નિશાન, ખઈ આપ્યું પ્રાણદાન,
ધ્યાન ગ્યાનથી હું મસ્ત જાઉં એકરો સુભાન, ઓ કૃપા.

ઉર્વશી— ૩૭

ક્યાંથી તમો આવીયાં શી છે તમારી જાત,
જલ્દી પાછા જાઓ, નહીં તો થાશે પ્રાણઘાત,
વાસ છે આ દૈતનો, નથી કો બીજું આહ,
નાંખી મુજને કેદમાં, ગયોછે રાન માંય.
આવશે આ વાર, પાછો કરશે આપ હાંણ;
ભક્ષ ભાળીને તમારા, પાપી લેસે પ્રાણ,

અભયસીંહ—શાંત શાંત શાંતરે, ઓ શાંત થા તું નાર,
વાત હું પુછું તેનો, જવાબ દે આ વાર-
કહો મને છો કોણ તમે, ક્યાં તમારો ઠામ;
શા કારણ કેદમાં પડયાછો તમે આમ.

ઉર્વશી—સાંભળો સરદાર, રત્નપુરી મારો ઠામ
હું પરીની જાત, ઊરવસી છે મારૂં નામ.
કરતી'તી ક્રીડા હું, સખી સાથ જળ માંહે;
ત્યાંથી દુષ્ટ દૈત, હરી લાવ્યો મને આંહે.
હું ઘણી દુખી પડીછું, પ્રૌઢ પાપી હાથ,
દે છે દુખ નથી સુખ એકલી પણ સાથ,

કંઇ ફિકર ન કામીના કરો તમે લગાર,
મારૂં દુષ્ટને દમીને જાણજો આવાર.
ન મરે એ ક્રુર પુર, જોશ છે અસુર;
જો તો ખરી, ઝટક ચટકમાંજ કરૂં ચુર.
ના ના એ ઘણોજ દુષ્ટ પુષ્ટ છે વીકાળ,
શાંત થા સુલક્ષણી, આણીશ એનો કાળ.

અભયસિંહ— ૩૮

બસબસ નથી હવે કાંઇ ભાર, મારૂં જઇ પાપીને ઠાર;
ઠીક કીધું તેં સર્વ પુછી લીધી એને વાત,
એક પલકમાં મારૂં જઇને કરૂં દુષ્ટનો ઘાત. બસ.
છે આ સુંદર જાદુવાળી જેષ્ટીકા મુજ પાસ,
પ્રતાપ એમાં વિસ્મયકારી ચમત્કારી છે ખાસ. બસ.
ક્રુર ઘરીને સુર ધરીને લેવા પાપી પ્રાણ.
લે પોપટને મસળી નાંખુ વાળુ કચ્ચર ઘાણ. બસ.

ઉર્વશી— ૩૯

સત્ય કહો સરદાર હમારા, ક્યાંથી આવ્યા ક્યાં જાવોછો પ્યારા. સ.
સાથ નથી કો અવર સંગાથે તેનો શો ભેદ કહો લટકાળા; સ.
દાવ રમીને દઇત દમીને મુજને છોડાવી ટળ્યા દુખ ભારા,
પ્રાક્રમ પુરા છે લઘુ વયમાં આવી કરી અહીં આ [illegible]મારા; સ.

અભયસિંહ— ૪૦

કહું શું કરમની કથા મુજ આંય, નથી રહી બાકી મારે શીર ક્યાંય.
નીહાળી મેં નારી રૂપાળી અતુલ્ય, છબી છટાદાર હતું નામ શુભ.
જોઇ એ નાર તણી મુજ પાસ [illegible] મોહપામી તેને માટે ખાસ.
ફરૂં છું જંગલમાં જોવા તેનો ઠામ, [illegible] એ સ્વર્ગવાડી સુભ ધામ.
નથી ભાળ મળતી મુને ગુલની [illegible] ક્યાં જગ્યાએ પરી ફુલની

કેશરીસિંહ— ૪૧

બેલ બંધુની તુટીજ ગઇ હાય ! હાય !!
જીવન દોરીની જે ગાંઠ તે છુટી ગઇ, હાય ! હાય ! હાય! બેલ.
સર્વે શોકનો છવાઇ રહયો હાય! હાય! પ્યારો બંધુ કયાં ખોવાઇ
ગયો હાય ! હાય !
શુદ્ધી ભાન ભમુ રાન, હું બેભાન થઇ હાય! હાય! હાય! બેલ.
સુખ સર્વ થયા નારા મારા ભાવી હાય! કરો સાહે પ્રભુ આહે પ્યારા,
હાય! હાય !
નથી બાગ, થગો કાળ, વીકરાળ કાંઈ હાય ! હાય ! બેલ.

કેશરીસિંહ— ૪૨

ગયો કયાં તજી મને દીલજાન, શોધી વળ્યો ઠામો ઠામ,
નથી કાંઇ બંધુ તણું મને ધ્યાન ! ગયો.
જંગલે જંગલ ફરી ફરી થાકયો, જોઇ વળ્યો ગામે ગામ.
તોપણ પત્તો નહીં પ્યારાનો, મળ્યો મને કોઇ ઠામ—ગયો.
નદીજ જોઇ નાળાં જોયાં ઉંડા કોતર વિકરાળ,
ગહ્વર ગિરિવર બહુ બહુ જોયાં તોએ મળી નહી ભાળ.—ગયો.
શી રે દશા થઇ હશે તાહારી રે મમ હૈયાહાર;
તુજ વિયોગે ઊઠે છે મુજને અંતરમાં અંગાર.
કયારે હશે ભીડભંજન મહારો સુખ દુઃખનો વીશ્રામ,
હાય કયાં દેખું સુખ પ્યારાનું જાવું હવે કોણ ધામ. ગયો
મેહેર કરી પ્રભુજી પ્યારાની ખબર દે તું નિધાન.
આખર થઇછે અહીંજ મારી ગઇછે સુધને સાન. ગયો.

કેશરીસિંહ— ૪૩

સાહે થશો જગત્રાતા, સંકટ વીશે સહાય થશો જગત્રાતા.

નાથ નિરંજન છો અવિનાશી, શેવકના સુખદાતા—સંકટ.
દુખ હરના થઇ કેમ દમોછો, દો મુજને સુખ શાતા—સંકટ.
બંધુ વિયોગ કરીને વેરણ, કેમ થઇ વિધાતા.—સંકટ.
માફ કરો મુજ ગુન્હા પ્રભુજી, માગુંછું હું ગુણ ગાતા—સંકટ.

ચંદ્રસેન— ૪૪

દુઃખી દીન સમ હું વિયોગે ખરો. હૃદય કાળ ગમતો ઘડીમાં મરૂં—દુઃખ
વતિ વાંછના જે પુરી તે કરો. મળે ગુલ પ્યારી દયા તે ધરો—દુઃખ
વિભુ આજ ધરજે કૃપાની કૃતિ. નહિતો જશે પ્રાણ છોડી વતિ—દુઃખ

ચંદ્રસેન— ૪૫

સાંભળ સ્યાણી તું મુજ ગળની વાત,
મારે અરિ જાત અરિ જાત અરિ જાત; જાત. સાં.
ધીર ધરિ મનમાં, ફર તું મગનમાં,
તજી કેમ દઉં તેને હૃદય શાંતિ થાય મને,
ગુલનું શું થયું હગ પ્યારીની શી દશા થશે,
કામની વધેછે, હાય દુખી દીનરાત. સાંભળ.

વીકાળી— ૪૬

વાઃ વાઃ વાઃ વાઃ જી ખુબ તમે ખરા મજબુત,
વાઃ વાઃ વાઃ વાઃ જવાન તમે ખરા પહેલવાન,
લડજો લડજો અપાર, લાવો ગોરી ગુલઝાર,
પછી લટકેથી લાલ, અતી મચાવજો તાલ,
વરજો રંગિલીનાર, થાજો એના ભરથાર,
રજા લઉંછું મેહેરબાન, હવે જાવાને સ્થાન

અભયસિંહ— ૪૭

આહા કેવી શોભેછે દીલજાન.

ઉમંગી, શોકંની રસિલી, છબિલી, મોહાવે, લોભાવે.
સ્નેહ ભરીને, નેહ કરીને એજ પરીને,
વરીને, હસી કરીને, લઈજ રસ પાન. આહા.

સખી— ૪૮

ચાલો ચાલો રમો રસિલી પ્યારીરંગ, જોમનીયાં રમો રસિલી પ્યારીરંગ,
પ્યારી જાન પ્યારી જાન પ્યારી જાન જાન જાન જાન માહેરી–ચાલો.
હાંહાં ચાલો સખીરી સરૂ રમીયે, આલી અમન ચમન નગન સંગરમીયે
આનંદ આજ આનંદ આજ આનંદ આજ, આજ આજ આજ થાયરી

સખી— ૪૯

પ્યારી—હમારી––હળી મળી સખી સંગ; રમો રંગ;
છે ઉમંગ ચાની અની ગન આજ—
ચંદ્રની રાતની ચંદની સજની ખુબ ખીલીછે આજની રજની,
રંગના ઝંગમાં રમીએ સલુણી છનન છનન નાચીએ સલુણી,
ખુબછે ખુશાલી દીલની હુંસાલી માંહે આલી બાલા.
રમીએ ગમીએ આજ—
આજ મોરી જાની પ્યારી દુલારીછે આજ, (૨)
મીઠી મીઠી ઝડીઆં ઝીણી ઝીણી વરસે.
લચકાવે મચકાવે વિજળી આકાશ,
અતિ શોભે આ વાસ મોરી જાની—પ્યારી.

ગુલઝાર સખીઓ— ૫૦

ઉઠોરે સાહેલીઆં ઉઠોરે મોહનીયાં,
સખી સાથ, કરો વાત, સુખ-ભોગ મનમાંય, હોંસ બાકીનેજ કાય,
ઉઠોરે અલબેલી નારી, ઉઠોરે હોશીલી નારી

બનાવીએ. જોઇ કુરબાન તેને જાઇએ—ચાલો.

ગુલઝારની સખીઓ— ૫૫

જુવો એની કેવી શોભેછે સકુમાર,
સકુમાર, દીલદાર, હૈયાહાર, પ્રાણાધાર યાર.—એની.
છે લઘુ વયમાં આવી આનંદમાં,
લેશે આલીંગન, ગુલ સાથ કરી પ્યાર,—એની.
અતી રૂપાળા, છે રઢીયાળા, જાણે દીશે છે કામતણો
અવતાર—એની.
મોહ પમાડી રંગે રમાડી, કરો છબિલા છેલાજીને તૈયાર-એની.

ગુલઝારની સખીઓ— ૫૬

સુતા સુરે આંહી (૨) પ્યારારે, નાખી અમને મોહ પાસ.
છો મન ગમતા મોહન રસીયા કામ તણો અવતાર,
ગ્યાન તણો ભંડાર. —સુ૦
વિરહ વ્યાકુળ થઇ બેઠી બાળા જોતી આપની વાટ,
આવ્યા છૈયે તમ માટ—સુતા.
ચાલો મ્હાલો રંગ મહેલમાં રમવા ખાંતે રંગ,
સુંદર બાળા સંગ,—સુતા.

અભયસિંહ સખીઓ— ૫૭

રસીલી છબિલી નારી, ચાલો લટકાળી પ્યારી ચંચળ ચીત હરનારીછે.
અજબ રૂપાળી એ રંભા મુજ પ્રાણ થકી પણ પ્યારી છે.
વારી, વારી, વારી, તમ પર વારીછે.
પ્યારી, પ્યારી, પ્યારી, તમ ભલાંહારી એજ ધારી છે.
હાંજ એજ ધારિછે, ચંચળ ચીત હરનારી,
ત્યારે જલદી, ત્યારે જલદી, ચાલો જલદી ગાલો. સ૦

ગુલઝાર— ૫૮

રસિક મધુર ગાખનાર દુર કયાં થયો.
નાંખી મને મોહ પાશ, ચાલ્યો શું ગયો. રસિક.
આવીને અહીં તું પ્રાણ મારી ગયો મોહ બાણ,
લુંટી મારી રત્ન ખાણ–લીધી તેં અનંત લાણ,
પત્નીને ઠગી સુજાણ, કયાં જતો રહ્યો ૨.
જોઇ આ જોગન બહાર, કયાં ગયો કરીને પ્યાર,
છેક તેં કરી લાચાર, મારી પ્રેમની કટાર,
કારી ઘાયે લાગ્યો હૃદય પરરે વહ્યો. રસિક.

ગુલઝાર— ૫૯

આવો આવો પ્યારા મારા પધારો વિલાસી;
પધારો [illegible], પ્યારા છું હું અભિલાસી.
નાંખી [illegible] ફાંશી, ગયાતા કયાં નાશી, શાને ગાટે કરો.
એવી હાસી. આવો.
કામ કરા પ્યાસી, થાતું પરવાસી નહીં નહીં એતો રિત.
ખાશી. આવો.
રમો રંગે ખુબ આજથી ઉમંગે, જાણી મુજને સદાનીજ દાસી. આ.

અભયસિંહ— ૬૦

ઓ મતી ધારમી શુભ નારી.
ઓ સુજન વિશાળ છબિલી તું—મતિ.
વા’ણી મધુર તારી, કંઠે કોકિલ ધારી; વા’લી રસિલી નારી.
મુખે ઇન્દુથી સારી.
ચેરો ચમકાવો પ્યારી; ઝાંઝર ઝમકાવો ભારી, ગતી

બતાવો બારી, પ્રીતિ જચારો સાગી; તન મન ધન સર્વ તમ પર વારી. બારમી. બળી.

સાચી સતિ, ન્યારી ગતી, પ્યારી અતી, શુભ મતિ. મતી.

ગુલઝાર અભયસિંહ— ૬૧

આજ થઇછે આનંદ એની ઘણી પાર રહ્યાં નહીં-
હર્ષનો માગ છું દાસી આપ ચરણ તણી—આજ.
રસીલાં વહાલી પ્રાણથી પ્યારી રે) તન મન તુજ પર વારી
પ્યારા વદો જરારે વીચારો: છું દાસી સદાની, થનારી,
છો આપ મારા મુગટ મણી આજ.
પ્રેમ કટારી ભર ભર મારી સુખ બુધ સૌ મેં વસારી,
નવ વદો એ વેણ વિચારી, ધરો પ્રીતિ પાન રસ વારી.
મળી જોડી જાણે હીરા રત્ન કણી. આજ.

અભયસિંહ ગુલઝાર— ૬૨

વાહાલી રંગીલી છબીલી, સુણ શાણી.
લાગે મધુરી મધુરા તુજ વાણી,
રંગીલી રસ માણ, ગની શીદ અજાણ, ચાલ ચમન તું માણ,
મારૂં તારૂં મારા પ્રાણ, તારી મીઠી મીઠી વાણ મારે મોહ તણું બાણ
હા હા રંગીલા પડાણ પતી પ્રેમથી કરો પટરાણી,—લાગે.
અની સુખ ખાણી, જાણ તને મેં ઠકરાણી;
પાજે પ્રેમ તારું પણી મન માની મોજ માણી,
મારી પ્રેમની દાની. પ્યારા મરો સુખકારી,
નેને નચાવે મોહાવે રસ આણી—લાગે.

ગુલઝાર કુલડ વધાવું, રસમાં ઝીલાવું, પ્રેમ રસ પાવું; તારે

હસતાં, રમતાં, જમતાં, સૌ સુખ લ્હાણી લાગે.
પ્રાણ મારા ચક્ષુના તારા, છો પ્યારા, રૂપાળા,
ચાલો રંગમાં રમાડું, પ્રેમ આણી—લાગે.

**સખીઓ સાથે—** ૬૩

સખી શરદ પુનેમની રાત સારી શોભે છે
પ્રિય પતિ શું મળવા ખાંત, મન મુજ લોભે છે,
સખી અંગ ઉમંગ અપાર, રંગમાં રમીએરે,
ધરી શિતળ વતજ નાર, પીઉને નમીએરે.
ચંદ્ર ચડ્યો આકાશમાં શરદ રૂત રજનીશ;
પુરણ પ્રકાશિત રૂપીઓ, સખી ઉરમાં હર્ષ અતીશ.

રમતા રજનીરે, સખી સઉનું ચિત્ત લીન સદગુણ સજનીરે.
સખી પીયુશું મળવા ચિત્ત, લાગી લગનીરે,
સખી વિરહ બળથી ચીત્ત, નાખ્યો અગનીરે,
શશીકળા સોળે ચઢી, નાખ્યા કાંતીના હાર,
ઉજ્વળતા જે અતી ઘણી, લાગી રહ્યા ખુબ બહાર:
આનંદ ગાજે છે, સખી, ગગન મંડળ વિશાળ ગંભીર ગાજે છે.
સખી ભર જોબનમાં બાળ, પીયુ શું છાજે છે,
સખી સાથે દેતા તાળી, ઝાંઝર વાજે છે,
જોબન વેલ અતી ઘણી, ખીલ્યાં અંગ અપાર,
શામા રમણ રંગે રમે, સખી શરદ રૂતુ શૃંગાર.
સૌને કહું છું, સખી મળવા મુજ ભરથાર,
સણગાર સજીઆ છે, સખી પ્રિતમ પ્રાણઆધાર,
મુજ મન વસીઆ છે.

કેશરીસિંહ— ૬૪

વાહ ચુલબેલી રૂમઝુમ રૂમઝુમ શું નાચેછે છનનનનન,
યોવન વર્ષે રહીછે ફૂલી, નથની થરકે થનનનનન,
તાળ દઇ તક તક થૈ નાચે, રાચે તનમાં તનનનનન,
ઝાંઝર ઝમકે ને પુર ઠમકે, ઘુઘરી ઘમકે ઘનનનનન,
અજબ બનીઆ રંભા સરવે, વિજળી ઝમકે ઝનનનનન,
ચકિત થયોછું જોઇ જુવાની, શબ્દ સાંભળી શનનનનન,
રસિક રૂપાળી દે છે તાળી, ફરકે વડી ફનનનનન,
મનહર નારીછે બલિહારી, કાંબી ખખડે કનનનનન,

ચંદ્રવદની—કેશરીશીંહ— ૬૫

રંગીલા છેલા લાલરે, પ્રિય મોહી છું આપ સંગરે. રંગી.
રમો રસિલા રંગરે, રાખુ જતન કરીને મુજ પાસ,
લાલા રસમાં ઝીલાવું થૈ દાસ, છે કામ પીડ,
ટળવાની આશરે, રંગી૦
રસિલી પ્રાણ પ્યારી, જે તમને વારી વારી,
કામણગારી છે ઠગારી નારીરે. જેવી તેવી પણ છું તમારીરે.
તું છે અતી પ્યારી, મારી પ્રેન પ્રાણ,
વદો મધુરી મધુરી કોઇ વાણ રંગ રસીયા છો અતી સુખ
ખાણરે. રંગીલા૦

ગુલઝાર— ૬૬

આવો પતી અતિ પ્યારા. કરું નહી ક્ષણ એક ન્યારા. આવો.
આપ વિયોગે ક્ષણ એક લાગે જુગ સમ નાથ હમારા,
માટે મહેર કરી મુજ પાસે રહો રાત દિવસ પ્યારા,
છો મુજ લોચનના તારા. આવો

સરસ રૂતુ શૃંગાર વસંત ખુબ ખીલીરહી દીલદાર,
રંગે રમો પીઉ પ્રેમ ભરીને પ્રગટાણી આનંદધારૂ,
પાર નથી હર્ષનો મારા. આવે.

અભયશીંહ— ૬૭

ઘણી પ્રીય તું પ્રાણ, છે અતી સુખ ખાણ,
ગણી આનંદ લ્હાણ, રંગ રેલી મચાવ,
રસીલી નાર, તારો છે અની પ્યાર,
મારી વહાલી ગુલઝાર, રંગ રેલી મચાવ.
પ્રીય વાણી મધુર (૨) સુણી થયો ચકચુર
શશી સમ શોભે નુર, પુર મઝા લુટાવ,
ગુલાબી માલ, ઉપજાવે અતી વાહાલ,
ચમકાવી મુખ લાલ, મને નહીં સતાવ,
તું છે ગોરી ગુલઝાર, હું રંગીલો ભરથાર,
તારી મારી સ્નેહ મહાર, બની રહીએ ખાસ,
લેવા આલીંગન, અનારૂં થાય છે મન,
લાવ એક ચુંબન, તારા અધરનું હાશ.

કનક— ૬૮

ધીક નષ્ટ નીડર ચોરી કરીને કયાં જાશે. (૨)
જાણ ફસાયો છે ફાંસે મૃત્યુ હમણાંજ થાશે.
કરીશ તારો વિનાશ ઘણા ગોદા પાપી ખાશે. નષ્ટ.
તસ્કર તણું આ કામ, કીધું છે તેં કીધુંછે,
વીષ તણું જળ જાણી જોઇને તેં પીધું છે. નષ્ટ.
એમ જાણજે કે હવે કરીશ હું તારી ખ્વારી.
નાંખીશ પલમાં મારી, આપીને સંકટ ભારી.

છળ બળ કળ થકી. -ધીરજ-

સરવે ૨ ત્રુને ચૂર, કરૂં લઇને તલવાર,
મારી, ફાડી, ત્રાડી, સંહારૂ ને મારૂં મન ઠરશું રે બેનં,

લંગડુર— ૭૨

થૈ સાવધ દે તન મન સર્વે બહાદુર જન,
માર ફાડ કરવા સંગ્રામે ચાલો સૌ થન થન.
રાખો શુર ધરીને હામ કરવા રણ સંગ્રામ.
બાહાદુર જંગી થૈ એક અંગી, લેજો શત્રુ પ્રાણ,
શુર ધરી, દુર કરી, ચુર કરી, પુર કરી વળો બાણ,
દુઃખ આપી, અનાપા, સૌ પાપોને કાપી, સૌ મારો
સન સન બાણ.

સૌ સરદારો દુશમન ડારો મારો માર અપાર.
ખડગ ચલાવી ખનનન ખનનન વરસાવો લોહી ધાર,
ખંજર ભલા ખટ ખટ મારો, તરત રોને તીર.
ભચ ભચ ભચ ભચ ભાલા ભોંકો શત્રુને શરીર,
રણમાં રોળી મારો ગોળી, ગરજતા ગંભીર,
ધરા ધ્રુજાવી નેક સજાવી, ચાલો સજ્જન વીર.
લટપટ ઝટપટ ચટપટ ચાલો, લલકાવી સુરવીર.
મારો ફાડો ત્રાડો જઇને ઉડાવો શત્રુ શીર,

કનક— ૭૩

આલઆવીજા આવીજારે ચંડાલ(૨)તનેમારી સમશેરનો સ્વાદચખાડું
આપી તને સમશેરનો સ્વાદ ચખાડું,દુષ્ટતને શમશેરનો સ્વાદચખાડું
મુખી નીચ (૩) નીમ નીચ નીચ નીચરે-મારા.

અતી અણુઘટતું કામ તેં કીધુંછે; ગમ માત તાતને દુઃખ દીધુંછે.
ગોઢું બાળ (૩) બાળ બાળ બાળ તાહેરૂં—મારી
તારા ચક્ષુના કીર્ણો ઉતારૂં, તારા મસ્તકમાં શાંગ તીર મારૂં.
આવે ઝેર [૩) વાળું વેર વેર માહેરૂં—મારા.
સુતા સીંહને જગાડી ક્યાં જાશે, હંસ તણું ભક્ષ શું કાગડા ખાશે.
ધરી શુર (૩) પુર વાઢું મસ્તું તાહેરૂં—મારી.

**અભયસિંહ—** ૭૪

હાયરે ભવીશ, હાય, હાય, (૨) હાયરે, ભવીષ્યમાં શું લખ્યું.
પડયોછું બંધન, દુઃખ અખંડન, કેમ સહન્નજ થાય.
છોડાવે-કોણ-મને-પડયો-કબજ-આ ઠાર,
થયો કબજ અપાર, રહયોરે નીરાધાર, લાચાર, લાચાર,—હાયરે.

**ગુલજારની સખીઓ—** ૭૫

પ્યારીતુંતો પધારેછે સાસરે, દુભાઇશ નહીરે તું દીલદાની માન-પ્યારી.
પ્રભુ રૂપ પતીને તું જાણજે, સુખ દેજે સ્યાણી તું સ્વામીને સદાય-પ્યારી.
વણ કામે પર ઘેર નારે જતી. આજ્ઞા ઓળંગીશ નહીં તું જરાય-પ્યારી.
પર નીંદા મુખ નવ ભાખીએ, એથી ઘણો જશ જગમાંહી ગણાય-પ્યારી.
સ્યાણી સખી તું વહેતી વહેલી વાધજે, નીસદીન જપે બેની શ્રી જ-
ગરાય-પ્યારી.

**રત્નમંજરી—** ૭૬

લતા આ લીલી મક્ષની ધટા વાળી સોહાતી,
કરેછે મનડું શાન્ત એ, દેખી હું મોહાતી—લતા.
રમણીક રકત આમ્રતી, કુંપળો ફેલાતી,

સુંદર શીતળ વાયુની, લ્હેરોથી લેહેકાતી,—લતા.
આનંદથી આરામ લે, આંહી પક્ષીની જાતી,
કોયલો ટૌકા કરે; જાણે ગીતો ગાતી,—લતા.

કનક— ૭૭

પ્રણામજે બેની તુંને મારા આખરના પ્રણામ,
જાએછે મારા પ્રાણરે, છે છેલ્લા રામ રામ, પ્રણામ.
નથી આશા જીવ્યા તણી, છુટી ગઇ મુજ હામ,
વ્યાપી ગયું વિષ નામનું, મારા અંગમાં તમામ. પ્રણામ.
જાઉં છું વાહાલી બેનડી, તને તજીને આમ,
રોના રત્ન માહરી રેહે છાની રખો હામ પ્રણામ.

રત્નમંજરી— ૭૮

ભાઇ ઉઠને બેઠો થાને સુતો શું આ વાસરે,
મુકી જાતી તુજ બેન, અહીં કોને આસરે.
પડયાં વાપુટાં માને, બાપ, નથી સાહે કો તણી.
નિરધાર તજી તુજ બેન ગયો કયાં મુગટ મણી.
હાય, હાય નહીં આ શેહેવાય, વિયોગ બંધુ તણો-
વણ અપરાધે શા માટે, પ્રભુ મુજને હણો.

અભયસીંહ— ૭૯

હાય રી આ ગતી મારી પળમાં અમપર દુખભારી, કોમળ.
ક્યાં ગયો પ્યારો મુજ પુત્ર કનક કુમાર,—હાય.
ક્યાં ગઇ હરી સુકુમાર, પ્રિયા દીલદાર;
સોભાગ્ય નાર, પ્રિય માહરી—હાય.

હાય ક્યાં સે ધુ'ગ ધામ ક્યાં દેખુ', ગુલ કનક ગુણવાન,
ક્યાં ગયાં ક્યારે હરી મુજ પ્રાણ વિયોગ દુઃખ બાણ,
કરે બહુ હાણ, અતિ ભારી,—હાય.

ક્યાં મુજ બંધુ ક્યાં મુજ પુત્ર ક્યાં હું ને ક્યાં ગુલ,
ક્યાં મળુ તને બુલબુલ પ્રિયા ગુલગુલ, ગયાં ક્યાં.
કુલ પુત્રી પ્યારી.—હાય

ક્યાં મુજ માતા, ક્યાં મુજ પીતા, ક્યાં મારો દીલજાન,
ક્યાં ભમુ ભયંકર રાન, થઇ હેરાન, ગઇ સુધ્ધ સાન છે લાગારી

કેશરીશીહ—

૮૦

ઓ ઇશ્વર જગકર્તા તારી, તકસિર કરી શી મેં ભારી,
દે છે દુઃખ અનહદ કારી, કેથા સાહે હવે તું મોરારી- ઓ,
તુજ શરણે છું ચક્રધારી કર મુજપર મેહેર વધારી,
વીનતી લો મારી સ્વિકારી, છો સેવકના તમે સુખકારી
દુખ હરતાં છે ત્રીપુરારી, દે મુજને તું શાંતી સારી—ઓ
બસબસ થઇ છે આખર મારી; શું કહું તુજને વારી વારી;
લે સઘળા સંકટ નિવારી, જાઓ ન થાતું અવિચારી;
જાચુછું તુજને નિરધારી, દે અમન ચમન આનંદકારી—ઓ

ગુલઝાર—

૮૧

પતિની પ્યારી છે દુઃખીઆરી અતિ લાચારીમાં રહીશું,
કુંવર કુમારીની ઘણી આભારી, હાય નોધારી છે રહીશું,
રત્ન કુમારી હાય ભિખારી, જનને પ્યારી રહીશું.

પ્રીયકર છે કુંવર, મનહર સુખકર, હસે ક્યાં હર હરે કાળજડું સરસર.
થાય હાય ફરરર ઇશ્વર જગધર કરૂણા કર કર આંતે અમારી હર.
ફિકરજ દુર કર દુખડાજ ચુર કર આપી કુંવરી કુમાર અમને
આનંદ ધર —પતિ.

**સર્વે સાથે—** ૮૨.

એ જગધર ઇશ્વર, દુખ હર. સુખ કર થયાં સર્વેને સાહાય.
જગરાય, દુખમાંય, થઇ સાહે, વીઘ્ન હમારાં ક્ષણમાય હરનારા,
રેહેમના ધરનારા, પ્રેમના કરનારા, ચરણે તમારા રહીએ સદા.
નાથ નીરંજન સુંદર મનહર અમન ચમન સજીએ સદા.
તુને, ભજીએ સદા મોરારી, હમારી, લાચારી, ઉગારી,
ગિરધારી ગુણકારી, છે તમ બલીહારી બેને સુખ્યા સારી,
દઇને સુખકારી, કીધી વહાદારી—એ જગધર

**વિદુષક ગંગા—** ૮૩

જોઇ તારૂં મુખડું રાજી રાજી થાઉં, મારી રંગીલી બાપડી,
જોઇ તારી આંખડી અહીં અહીં જાઉં મારી રંગીલી બાપડી
વાહા તારો ચટકો ને વાહ તારો લટકો, વાહા તારી ચાલ
જોઇ જોઇ હરખાઉં, મારી રંગીલી બાપડી. જોઇ.
વાણી મધુર સુણી થયોછું ચકચુર, જાણે પ્યાર કરી પાસે;
ધસી ધસી આવું મારી રંગીલી બાપડી—જોઇ.
મારી તું પ્રાણજે, માહરી, તું જાન છે તુજ માટે સારૂં
સારૂં ખાવાનું લાવું, મારી રંગીલી બાપડી—જોઇ.
તન અને મન મારૂં તને છે અરપણ છે, ફરમાવે તે હું.
તારી નોકરી ઉઠાવું, મારી રંગીલી બાપડી—જોઇ.

વાહ તારો મુકુટ ને વાહ તારો ચોટલો,
ઓસરો ફેમીલી બનગુ ઠગી ઠગી બનજે. નાગો રંગ . .
વાહ! વાહ! વાહ! મારા સ્વામી છોગાળા, છૈએ રૂપાળા,
કાજળથી કાળા, ન કર તું ચાળા: છું તો કરવાની બધ,
માર ખાશે તુ મધ, જશે મૈયરમાં ચાલી,
ના ના એ વહાલી, શીદ જાએછે ઠાલી, તારી.
બોલી લાગે છે કાલી કાલી કાલી, એ મારી રંગીલી આપડી

**સર્વ સાથ—** ૮૩

પામ્યા, પમ્યા, પરી ગુણઝારરે, થઇ રહ્યો આનંદ અપાર;
વિદેશ જઇને નામ વધાર્યું (૨) બન્ને ફુડયા સપુત કુમારરે થ
સાકે થયા શ્રી કૃષ્ણગુણ એને (૨) દુર કરીને વાંક અપારરે થ
પ્રાક્રમ પુરા દાખવી સુરા (૨) લાવ્યા લાવ્યા સુલક્ષણી નારરે-થ
ધન્ય દિવસ આજનો રઢીઆળો, બની બની રહી ખુબ બહારરે



# જાહેર ખબર



સર્વ સદગ્રહસ્થોને વીનંતી કરવામાં આવે છે કે સુરત નવી આર્ય વિજય નાટક મંડળીના ભજવાતા ખેલોના ગાયનોની ચોપડીઓ એ કંપનીનો જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીમતે વેચાતી મળશે. નાદારીક પત્ર લેવામાં આવશે નહી.

| | | |
|---|---|---|
| અભયસીંહ કેશરીસીંહના નાટકનાં ગાયનો | | ૦—૨—૦ |
| ચતુર—ચંદાના | ” | ૦—૨—૦ |
| ચંદ્ર—મણિના | ” | ૦—૨—૦ |
| સુગુણ સુંદરી | ” | ૦—૨—૦ |
| શ્રી કૃષ્ણ વિજય અને કરશા મદન” | (છપાય છે) | ૦—૨—૦ |

ગંગારામ આત્મારામ પંડિત,

માલીક સુરતની નવી આર્ય વિજય નાટક મંડળી